# સંવત ૧૯૫૬ ના ભયંકર દુઃખના દેખાવનું વર્ણન.

—— o:x:o ——

રચી પ્રગટ કરનાર.

**ભાવશાર જેઠાલાલ રગનાથ.**

આવૃતી. પેહેલી. પ્રત ૧૦૦૦



સિવિલ ઇસ્પીતાલ સામે પાનાભાઇની
વાડીમાં વિશ્વેશ્વર પ્રેસમાં ઈશ્વરદાસ
જેકણદાસે છાપ્યું.

સંવત ૧૯૫૬ સને ૧૮૯૯

**કીંમત એક આનો.**

# સંવત ૧૯૫૬ ના ભયંકર દુઃખના દેખાવનું વર્ણન.

### શ્રી ગણેશાયનમઃ

ગીતી.

શંભુ સુત સુખકારી, નિશદીન સુખે મગું તારી સેવા;
સેવકની કરી સહાયે, મન ગમતા મુને મેળવજે મેવા.

---

### રાગ ધનાશ્રી ગજલ.

પાયે લાગું આ વાર, માતુ માડી, પાયે લાગું આવાર,
આસએસી અંબા તને આરાધું, દુખીયાની દાતાર. માતુ૦
કાને કુંડળ કરમાં કંકણ, હૈયે લીલમનો હાર. માતુ૦
બાંએ બાજુબંધ બેરખા શોભે, ઝાંઝરનો ઝમકાર. માતુ૦
ખુનથી ભરેલું ખપર લંધું, શોભિત ખડગ સાર. માતુ૦
અંબર અંગે અમુલ્ય દીસે, શોભાનો નહિ પાર. માતુ૦
વાઘની ઉપર કીધું વાહન, બોલું જય જયકાર. માતુ૦
પુન્યની વૃદ્ધિ કરજો પ્રેમે, નષ્ટ હરો નિરધાર. માતુ૦
તમ કૃપાથી ગ્રંથ રચ્યું છે, વિજય મેળવજો વાર. માતુ૦
જે જન માજી તુજને સેવે, સફળ તેનો અવતાર. માતુ૦
માપ આર્યના પ્રતે કરીને, ઝિલ્યા કર યમનો માર. માતુ૦
ભૂલ ચૂક ભાયો માફજ કરજો, રોષ ન કરજો લગાર. માતુ૦

કર જોડીને કહે જેઠાલાલ, રાખો ચરણુ મોઝાર. માતુ૦

---

રાગ (મરાણા હિંદુ હાથે અનીતિ વોરી માથે).

અવીનાશી લો ઉગારી, દેખાણી દુઃખની બારી;
દેશની માંયે ડંકો વાગ્યો, પડયો છપનીઓ કાળ,
પાણી વિના અન્ન ન પાકયું, એકુ રૂવે જગપાળ.
આવી આ કાળ સ્વારી દેખાણી૦
હેતે ફરતો મોજુ કરતો, કરતો સુખ અપાર;
શીરે ન મળે શોભતું કાંઇ, નથા રહ્યા નાણુાદાર;
હવે ગયો દુઃખે હારી દેખાણી૦
ખુશીદારથી ખાવુ ખાતો, ઉપર બીનો પાસ;
જુદાઇ થઇ જારોનાં સાથે, ન મળે ખાટી છાશ,
જાશે કેમ જીંદગી મારી દેખાણી૦
તાપજ નજરે દીઠો નથી, છોડયું નથી ઘરબાર,
બાકમથી હું બોદો ન શકુ, જુલમ શો જગદાધાર;
કાંઇ નવ સુજે કારી દેખાણી૦
રાય હતા તે રંક બની ગ્યા, રંક રહ્યા રણુમાંય;
ખાવા પીવા ન મળે કંઇ, મરે કરી હાય હાય.
વેચી ખાધી જળની જારી. દેખાણી૦
બ્રાહ્મણ જુકતે જમતા લાડુ, સુકીત લેતા શીખ,
આશીર્વાદ દઇ ઉભા રહ્યા ત્યાં, વચન કાઢે વીખ;
લાગે હવે દુનિયા ખારી, દેખાણી૦
દુનિયા સારી ડોલવા લાગી, નમી રહ્યા નોધાર;
મેઘ વિના હવે મરી જાશું, પશુ કરે પોકાર;

ખાવાં નથી ખડની ભારી દેખાણી૦

પંચાણું ચોરાશી આવી ગયા, પણ તુજથી આડો આંક;
પાણી વિના પ્રાણી તલપે, કર્મ તણો એમાં વાંક,
દુઃખી થાયે દુનિયા સારી. દેખાણી૦
જુલમ શો આ જગમાં કીધો, થાય છે કાળો કેર,
નિરપતિ શી વિપતી પાડી, ન આણી ઉરમાં મેર;
પીડા પામે નરને નારી. દેખાણી૦
કર જોડી જેઠાલાલ કહે, સાહે કરો અનાથ,
આધાર સૌને આપો કંઈ, ગુરીયલ ગ્રહો હાથ;
નાંખો વિપતિ વિદારી. દેખાણી૦

---

## વિદ્દર્શી વિપ.

અરે, ઇશ્વર આશું. ઓચિંતી અંધારી કાળ રૂપ છપનની સાલમાં આ પ્રાણ બચવો મુશ્કેલ છે. સારા ગામમાં ટેલ કરીને થાક્યો તોપણ આ ઉદર ભરાતું નથી. તે છતાં પત્ની તથા પુત્રો ત્રણ ત્રણ દિવસથી ભૂખ્યા ટળવળે છે, તે મારાથી સહન થતું નથી. આ કરતાં મૃત્યુ પમાડતો ઘણું દુર્લભ સમજું છું.

---

રાગ (પ્રિયા મુજ પ્રાણ થકી પ્યારી.)

થયા શા હાલરે મારા. પડયા શીર દુઃખના ભારા;
પીડા પામે પુત્ર પ્યારા, દુઃખી થઇ મમદાર.
છપનની સાલ છે કાળી, દેખાશે કેમ દીવાળી;
પીવા મળતું નથી પાણી, કહું શી કર્મની કાણી.

પૈસા ન મળે અરે પાસે, ફરે અંતર ઉદાસે;
હવે શું હું કરૂં હાયે, ન સુજે કાંઇ ઉપાયે.
પ્રભુ તેં કોપ શો કીધો, દુઃખ ગોળો ફેંકી દીધો;
માઠા કર્મ રહ્યા મારા, વેઠવા વિપત્તિ વારા.
પ્રભુ શા પાપ કર્યા મેં અરે, ખાવામાં ખોટ રહી ખરે;
ઉગારી લેતું અવનીપતિ, સુધારી દે મુજ મતિ.
નજર નેમી કરોને નાથ, હરી હેતે ઝાલી લો હાથ;
ત્રીકમજી દો મુને વારો, સુખે સેવા કરૂં સારો.

---

રાગ કાલીંગડો

કરમે લખ્યું તે નવ ટળાયે, મતિ અતિ મુંઝાય;
કાળ ચક્ર કિરતારે રચાવ્યું, પ્રાણી તેમાં પીડાય;
નવ સુજે કારી, પીડા પામે નર નારી.

---

રાગ દશા આ શી થઇ મારી.

ખેડુત—કાળ આવ્યો કષ્ટકારી, કંપે જોય કાયા મારી.
ઓણુ સવંત એળે ગયો; ઉગ્યુ નહિ અનાજ,
મહિષે મુંજ મંદીર અતિ; કેમ કરી રહેશે લાજ;
મળે ન ચરવા ચારી, ફુટડા ખુબ ખુવારી. કાળ.
હેતે હળ યું હાંકતાં, વહાલું વાવતાં આજ
વિવિધ સુખ વસાવતા, ધરમી લેતા ધન;
ખાવા ન મળે જાર ખારી, થશે શું હાય ત્રીપુરારી. કાળ.
નાણું નજરે ન રહ્યું, વિકટ વખતની માંય,
અંગે ન મળે ઓઢવા, જુલમ શો. જગરાય;

બન્યો હું આજ આભારી, હરી દુઃખે ગયો હારી. કાળ.
દારૂણ દુઃખ દેહે દઝ્યું, પ્રેમી પુત્ર પીડાય,
શુઝ પડે નહિ શંકરા, ઉર અતિ અકળાય;
પીડા પામે પત્ની પ્યારી, ભવિષે લેખ લખ્યા ભારી. કાળ.
છપન તારી છાંયડી, સાંધે સરજના ઘાવ,
ધીરજ શી રીતે ધરૂં, જોઇ તપે તન તાવ;
મે'ર કરોને મોરારી, ત્રીકમજી લો મુને તારી. કાળ.

---

## સોની તથા શોનારણ.

સોનારણ—સાંભળ્યું કે નાણાની ઘરમાં ભીડ પડવા માંડી છે. તમો તો કયાંથી નાણું પણ લાવતા નથી માટે કંઇ વિચાર કરો.

સો.ની—અરે પ્રીયા પૃથ્વી ઉપર છપનીયો કાળ પડયો છે તે કંઇક દુરભાગી માણસો ભૂખ્યા ટળવળે છે, ને પીવાને પાણી પણ મળતું નથી. તો પ્રીયા હું કયાંથી નાણું લાવું કોઇ ઘાટ ઘડાવાને પણ આવતું નથી.

સોનારણ—અરેરે સ્વામીનાથ, ત્યારે શું મોતના દીવસ આવ્યા ?

---

## રાગ ન તજ પ્રાણ નારી.

સોની—નકર શોચ કાંઇ (૨) દશા જોઇ તારી થયો દુઃખદાઇ.

વિસ્મે થયો વહાલી વર્ષ હું ભાળી,
જગદીશે પુરી મુકી શીશ પાળી;
લગ્નના પૈસામાં સર્વે ઉઠી લાઇ. નકર.
ઘરાકો ઘડાવા નાવે કોઇ ઘાટ,
ઉરમાં અતિશે થાયે ઉતપાત;

ન મળે પેદાશી ખોટી એક પાઈ. નકર.
સોનારણ—ધીરજ પતિ હું કેમ કરી ધારૂં,
વહાલા વિચારો ગયું સુખ સારૂં;
સોની—રામા કહું તુંને રહેવું ન આંઈ. નકર.

---

## રાગ ત્રીતાળ ચોપાઈ.

### મહાજન.

કપુરચંદ—વિગતે ભાયો કરોને વિચાર, કરમે ફુગે ગયા કીરતાર.
પશુ પક્ષીને પાળો સૌ પ્રીતે, રજળી ન મળે કોઈ રીતે,
બોલ બંધું છે એવો અમારો, પછી કિધો વિચાર તમારો;
સર્વે—કાકા કહે છે કપુરચંદ સાચું, વિચારી જુવો કાંઈ છે કાચું.
ખેમચંદ—હેતથી હાંકો ધર્મની હોડ, વિગતે કાઢો વચન કરોડ;
મોતીશા—હૃદય રંક તણી રાવ ધારો, કોડી કરાવો એનો ઉગારો.
સૌ સાથે મળી કરો ખરડો, ભાગે સૌનો ભોગવશે બરડો;
સર્વે—નાણાંનો સૌએ નીમ્યો વિચાર, માનો મોતીશા તે નીરધાર.
મોતીશા—જગ્યા ધર્મની જુકતે બંધાવો, રંકને સારૂ ખીચડો રંધાવો;
પાજો પ્રીતેથી પાતળી છાશ, અંતરમાંથી દેશે સારી આશ.
લખ્યા પ્રમાણે લક્ષ્મી લાવો, કોઈને આંગણે આંટો ન ખાવો.
સર્વે—દામ હાંકી તે શું દહનાર, દામ દેવામાં સર્વ તૈયાર.
મન માન્યું તમે કામ કરજો, ડગશો ન દીલે ડગલું ભરજો;
મોતીશા—ચાલો ચતુર નરો સૌ સાથે, દુખીયા પ્રાણીને પકડો હાથે,

---

## રાગ કરવાનો કરવાનો કામ.

વાળંદ—મરવાનો મરવાનો મનમાં વાત નિશ્ચે મેં ધારીરે;

વરસ મેળવું મેં વહાલા જાણી, હિંમત બેઠો હારીરે. મરવાનો.
હજામત માટે હડીઉં કાઢું, દુર્બળ લોક વધારે દઢું;
વાળજ જોઈને કોના વઢું, અવનીમાં આ જારીરે. મરવાનો.
તાલેવરને ઘેર તડાકા, ભાવતા ભોજનના ભડાકા;
ફાવતો વાળંદ મારે ફડાકા, ત્યાં ચાલે નહી કારીરે. મરવાનો.
કરમનાતો થઇ ગયા કાણા, દકુકલામાં ન મળે દાણા;
પાકા ઉડે ધરમાં પાણા, એળે જાય અવતારીરે. મરવાનો.
કોડેથી ગામતરૂં કરીયે, પૈસાની તો કોથળી ભરીયે;
ફેલી બનીને જગમાં ફરીયે, ઉઘડી અકલ મારીરે. મરવાનો.

---

વાહ? આ ઠીક ઉપાય હાથ આવ્યો છે કે કંઇ પણ ગામ તરૂ કરીશું તો પૈસા પેદા થાશે, નહિતો આ ગામમાંતો પેટનું પુરૂં થાય તેમ લાગતું નથી, માટે આ ઠીક ઉપાય શોધી કાઢયો છે હવે ચાલ, જીવ, કહેવત છે કે "ખભે કોથળીને દુનિયા મોકળી" પછી તો આપણા કીસમત ઇશ્વરે જેમ ધાર્યું હશે તેમ થશે.

રાગ કીરતાર મારે કરમે.

ભરવાડ—સરદાર મારા શામળા, તું છો સાચો સરદાર.
અરજી અવનિપતિ, ઉરમાં લેજે, કરી હૈયાનો હાર. મારા.
બાપડાં બકરાં બાંબયડાં પાડે. મળે ન ચરવા ચાર. મારા.
અધરથી છપનના પાટા તેં પાડયા, ખુબ પમાડયા ખુવાર. મારા.
સાખી—પાણી રહ્યું પાતાળમાં, દેખી દીલ દુખાય;
અન્ન ગયું અસમાનમાં, હરી થશે શું હાય. મારા.

---

અરેરે આ શી મુલકમાં માકાણ કે વરસાદનો તો છાંટો મે

સ્વપ્નમાં પણ જોયો નહિ. ભુંડા ઠાકર, એમ તે સૌને ઠેબાં ખવરા વીને શીદને મારે છે ? તે કરતાં પૃથ્વીનો પ્રલય કરી દે, કે કંઈ જોવું મટે. હાહા, યાદ આવ્યું કે જ્યારની મરકી મુલકમાં આવી સે ત્યારની માણુસની ઘાત આવી છે. પણ એ તો સારી કે ઘડીક માં મોત આવે, પણ આનો રીબાઇ રીબાઇને મરવાના દહાડા દે-ખાડયા કે બાપડા બકરાંને ખાવાને ખડ કે પીવાને પાણી મળતું નથી. તને અમારી તો દયા ન આવી, પણ પશુની પણ ન આવી. હરી, તને ગમ્યું તે ખરૂં, પણ આ કરતાં મોત દેતો ઠીક.

---

## રાગ લલીત છંદ.

અરર હાયરે, આ શું રે થયું, સુખ સબળારે શંકરા ગયું;
રંકના રતી રજમાં મળ્યાં, કષ્ટ કાપે ના કામ તો ટળ્યાં.
ઝુંપડાં જુનાં જુગને કર્યાં, હે હરી હવે હેરાન તો ઠર્યાં,
રાખિ ન રહી મુજ રામરે, હરી એસગ રહ્યું ન ઠામરે;
રઝળું રાનમાં રંક હું બની, મોરારી મોતની છે હવે કમી,
માગ્યું મુજને ક્યાંય ન મળે, કુતરા પેઠે હડ કહી વળે;
આગની ઉરમાં ઉદકી પડી, પૂર્વ પાપની પાજતો નડી,
ઉચાટ ઉરમાં થાય છે અતિ. ગોવિંદ માહરી શી થશે ગતિ.
સાર સુખનો સોપ મુજને, અર્જ હું કરૂં ત્રીકમ તુજને.

અરે પરમેશ્વર આ શી દશા ! માયા મિલ્કત સર્વે પાયમાલ થઇ ગઇ રહેવા ઘર પણ મળ્યું નહિ. દેશો દેશ રઝળું છું તોપણ કોઇ માગ્યુંએ આપતું નથી હવે આ જીંદગાની કેમ જશે હરી તું સહાય કર નહિ તો આ પ્રાણ ક્મેતે જશે.

મોચી—અરેરે, ભગવાન આ શી વેળા પાડી. પાપી પહોરામાં કંઇ પણ સુખ નહિ માણતા, તે છતાં તેં આવી વેળા પાડી તો હવે શું થશે. એમાં મારા સાળકડા લેણાવાળા તો રાતને દીવસજ લાગ્યા રેહે છે, અહીં કાંઇ જોડાનો ભાવતો પૂછતા નથી, ને જેતાને કુત્રાં પણ ચડી ગઇ. રાપણુ કોઇ જોડા લેતું નથી, તો હું એનું લેણું ક્યાંથી દઇશ.

---

રાગ પ્યારો પુત્ર સુખેથી સુવેરે.

કેઇ જુત્તા સામુ ન જુવેરે (૨)
લેણુદાર લેણું લેવા આવે,
કીરતાર પડું જઇ કુવેરે. કોઇ
વિધાત્રા વેરણ મારી બની તું,
કહું શો હતો મારો વાંક, કેમ આડો લખ્યો તેં આંક,
મારા પ્રાણ પ્યારા તન, દુઃખી થાયે દન દન,
મારૂં જોઇ જળે મન,
રઘુનાથ કા રસ રસ રૂવેરે. કોઇ.

---

રાગ અબ ચલેગ.

બાવો—અભમાન, તુ મનવા મેરા, ફોગટકા ના ફૂર ફેરા.
પાપીકુ કરને પાર, ઓ કાળ કીયા કીરતાર,
અબી તું દેખ, નજરસેં પેખ, સબળતા સેરા. ફોગટ.
પાપી પ્રાણીકા વારો, ધર્મ ધીરજ સૌ ધારો,
પ્રભુકા નામ, કરેગા કામ, ના બુડે બેડા તેરા. ફોગટ

નરસંગ નજર તું કરને, અરજી મુજ ઉરમાં ધરને;
કટા દે દુઃખ, બનાદે સુખ, પ્રાણી હય તેરા. ફોગટ.

વાહ! પ્રાણીકા શીરપર કેસા જુલમ હોતા હે. તોભી પાપી પ્રાણી નહિ સમજતા, મગર ઉસકી સાથ ધર્મીષ્ટ બી હેરાન હોતા હે મન સમજ, એતો હે કે, જો સમુદ્રકી બીચમે નાવ રહેતા, ઉસકી અંદર અનેક પ્રાણીઓ બેઠતા, ઉસમે કોઈ દફે વાકા સપાટા ઓર મેઘકા ઝપાટા આતા હે, ઇસ બખત નાવ ડુબનેકા હોતા, ઇસ બખત સબ પ્રાણીકા કાલ હોતાહે ઉસમે જો ધર્મી પ્રાણી હોયગે ઉસકુ હરેક પ્રકારે શંકરા પાર ઉતારેગા એસે મેરે દીલમે સચા ભરોસા હે ઓ સંસાર બી દરીયાઇકી માફક હે. જયું દરીયેમે વાકા સપાટા ઓર મેઘકા ઝપાટા આતાહે, ઉસ માફક એ બી સંસારમે જબ બોત પાપ હોતા હે, ઇસ બખત એસા કાલ સકર રચતા હે. ઉસમે જો ધર્મી પ્રાણી હોય ગે, તો પાર ઉતરેગે. ઓર પાપી પ્રાણી હોયગે, ઉનકા સબ નાશ હો જાયગા ઉસ બાસ્તે સબ પ્રાણી સમજો કે જરાબી દયામે જીવ રખેગા તો કંઇબી તમારા ઓધાર હોયગે. ઉસ બારતે સબ પ્રાણી સમજો કે દયામે જીવ રખના એ સચ હે. દુસરા સબ જુઠ હે.

રાગ ગીતી

જુઠી માયા તું જાણી, સદાશીવને અંતર લે આણી;
તો પ્રાણી સુખ પાવે, સત્ય સમજજે વાલા તું વાણી.

રાગ ચદ્ર વખત શો આવીઓ.

સુતાર—બુરો વખત ભાઇ આવીઓ, કરમે કરી કાળ ફાવીઓ;
ઘડવા મળે ન ઘાટ, દુનિયામાં દેખ્યો દાટ,

પાટા છપનના પથરાવીયો, કીરતારે પાટા છપનના પથરાવીયો.
સુવાર—લોઢું કેઇ ન લે હાથ, જર જોવાં નથી જાત,
વાલે વખત શો વિતાડીઓ, અરે આજ, વાલે વખત શો વિતાડીયો.
સઇ—નથી સીવવાનું ક્યાંય હવે થવાનું શું હાય,
દુઃખનો દીવસ દેખાડીયો, પ્રભુ મારા દુઃખનો દીવસ દેખાડીયો.
કાછીયા—મુળા મોઘરાંના શાક સુકાઇ થઇ ગયા ખાખ,
પૈસા ન પેદા કરાવીયો, કોઇયે મને, પૈસા ન પેદા કરાવીયો.

## રાગ આગ ભાગ તણો નહિ પાર.

ભજીયાં બનાવું બબકાર, છત્રી કુંડાં કેની પાશ;
કાકડા મારો ફાફા જેવો, વાયે ઉડી જાય,
ગાંઠીયા મારા છે ગુણવંતા, જોતાં જાડા થાય. ભજીયાં.
પુરી મારી લાગે પ્યારી, સાકર પેંડા સાર;
જલેબી જુકતે બનાવું, મીઠાઇ મજેદાર. ભજીયાં.
નગર માંયે નાણું ન મળે, ખાનારા નવ ખાય,
માલ ખરાબી મળે છે મારો, પેદાશી નહિં પાય. ભજીયાં.

## રાગ ( ભરથરીનો )

અફીણી—જુલમ જગતપતિ શો કર્યો.
વખત વિકટ વિભુ આવીઓ જોતાં ઉઠે દીલમાં જાળજી,
સુખ નીંદરારાતો સુની થઇ કુંમતી દીઠો નજરે કાળજી;
જુલમ જગતપતિ શો કર્યો.
અફીણ વિના બન્યો આંધળો પછાડી મરું પાયજી,
ખાવા જાર બોરી નવ મળે, દુઃખથી દેહ પીડાયજી;
જુલમ જગતપતિ શો કર્યો.
ઘરેણે વેચ્યાંને વળી લુગડાં અળગાં થયા અવાસજી,
અંગે ન મળે કાંઇ ઓઢવા બોટી પાઇ ન પાસજી;

જુલમ જગતપતિ શો કર્યો.
માયા મધુરી મુને નવ મળે, વેચ્યાં દીકરના ઠામજી,
વાણીયે વેચાર વીલો કીધો હાર્યો મન તણું હામજી;
જુલમ જગતપતિ શો કર્યો,
આયુષ્ય અહીણુ હવતાડશે સમજી સત કહું સારજી,
છબીલા નરોનાં છોગા છુટીયાં તેનાં મારો શો બારજી,
જુલમ જગતપતિ શો કર્યો.
સજન શીખ સુણો માહરી વિગતે વદુ વચનજી,
અફીણુની આળ ન કરશો દુઃખી થાશો તો દનજી;
જુલમ જગતપતી શો કર્યો.

## રાગ આ તે શી રીની તેં ધારી.

ટી—આ તે શી આફત આવી, પ્રભુજી મારા;
હેતેથી લીયો બચાવી, પ્રભુજી મારા.
પાન પુનાનાં રાખું પ્રેમે, કાથો કંચનદાર,
સોપારી સુંદર શોભતી, એલચી અમૃતદાર;
બજારે બેઠક લગાવી; પ્રભુજી મારા. આ તે શી.
પચરંગી રાખું પાન હું, કોઇ ન ઝાલે હાથ,
સજન સોદો નવ કરે, વહાલા શી આ વાત;
સુખની છાયા છીનાવી, પ્રભુજી મારા. આ તે શી.



# અગાઉથી ગ્રાહક થઇ આશ્રય આપનારનાં નામ.

## ભાવનગર.

| | |
|---|---|
| ૧૨ ભાવસાર ત્રીભોવન પાનાચંદ | ૧૧ બ્રાહ્મણ મગનલાલ કાશીરામ |
| ૧૦ શા. ચુનીલાલ લવજી | ૧૦ ભાવસાર શામજી ગીરધર |
| ૮ ભાવસાર કાનજી છગન | ૫ ભાવસાર ઝવેર પીતાંબર |
| ૫ ભાવસાર લાલભાઈ ગાંડાલાલ | ૫ ભાવસાર ગોપાળજી રણછોડ |
| ૫ ભાવસાર મથુર નેમા | ૫ ભાવસાર સુખા લીંબા |
| ૫ ભાવસાર છબીલ ખીમા | ૫ ભાવસાર ત્રીભોવન કેશવજી |
| ૫ ભાવસાર જીવરાજ ટોકરશી | ૫ ભાવસાર લક્ષ્મીશંકર ભાણુ |
| ૫ કાછીઆ ગોરધન હરગોવનદાસ | ૫ કાછીઆ જેઠા ગાંડા |
| ૫ શા. મુળજી છગન | ૫ શા. ફુલચંદ બોધા |
| ૫ મરેઠા રાવ ગોવિંદ રામચંદ્ર | ૫ બારોટ મગન બાવજી |
| ૫ અતીત પ્રેમગર કલ્યાણગર | ૫ અતીત હરદેવગર રતનગર |
| ૫ ભોઇ છગન મુળજી | ૫ ભોઇ જીવા ઘોઘા |
| ૫ સુતાર જીવા રામજી | ૫ સુતાર ગોવીંદ ખોડા |
| ૫ સુતાર નારણ કાળા | ૫ સુતાર ઝવેર કરસન |
| ૫ કુંભાર ભગવાન નથુ | ૫ કોળી ગોર હરગોવન શવજી |
| ૫ બાવા રામચરણ ગટારામ | ૮ દરજી દુર્લભજી આતમારામ |

# જાહેર ખબર.

સવ સાહેબોને વિનંતી કરવામાં આવે છે કે આ ચોપડીઓ જે સાહેબોને ખરીદ કરવાની ઇચ્છા હોય તેઓએ નીચેના ઠેકાણા પ્રમાણે રોકડી કીંમતે મંગાવી લેવી. એજ વિનંતી કરવામાં આવે છે કીંમત રૂ૦—૧—૦ પડશે તે જાણજો.

મળવાનું ઠેકાણું.

ભાવનગર જુના વડવામાં પાળીયાધાર ઉપર ભાવસાર લાલા ગોવિંદને ત્યાંથી મળશે.

---

વીવીંગ ઓબરનો મદદગાર કીંમત રૂ. ૨—૦—૦

એ નામનું પુસ્તક વીંવીગ ખાતાના મુકરદમો તથા તે કામ સીખનારાઓને વાસ્તે ઘણુંજ ઉપયોગી પુસ્તક.

મળવાનું ઠેકાણું—અમદાવાદ વિશ્વેશ્વર પ્રેસ.